॥ ૐ ॥

શ્રી પરમાત્માને નમઃ

શ્રી ચૌમુખ અજીતજીન ગુણ

# મણીમાળા સ્તવનાવળી.

રચનાર

યાજક હેમચંદ લાલચંદ.

[illegible]

મુ. કડી

છપાવી પ્રસિદ્ધ કરનાર

શા. કપુરચંદભાઇ ગોવીંદજી.

વીરમગામ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦

સંવત ૧૯૬૯ સન ૧૯૧૩

કીંમત અમુલ્ય.

# સુચના

સવિનય વિજ્ઞપ્તિ સાથે કહેવાનું કે મારા પ્રેમી જૈ. સુજ્ઞ ભાઇઓ અને શુશીલ બ્હેનો આ શ્રી ચોમુ અજીતજીન મણીમાળા નામનું પુસ્તક કોઇ પણ ઠેકાણે રખડતું કે જેમ તેમ ફેંકવું નહી કેમકે એમ કરવાથી શ્રી જીનરાજની તથા જ્ઞાનની આશાતના થાય તેવી રીતે કોઈ પણ વાર નાખી દેવી નહી. જ્યારે વાંચવી હો ત્યારે વાંચીને ઉપયોગથી મુકવી જેથી આ ભવ સમુ પાર ઉતરાય એજ વિનંતી.

લી.

હેમચંદ લાલચંદ માસ્તર.

॥ ॐ ॥

# શ્રીચોમુખ અજીત જીન ગુણ મણીમાળા

# સ્તવનાવળી.



શ્રી પરમાત્માને નમોહ્.

નમો અરીહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં, નમો ઉવજ્ઝાયાણં, નમો લોએસવ્વસાહૂણં, એસો પંચ નમુક્કારો, સવ્વ પાવપ્પણાસણો, મંગળાચરણં ચ સવ્વેસિ, પઢમં હવઇ મંગલં.

દુહા

જ્ઞાન સમો કોઈ ધન નહિ,
સમતા સમો નહિ સુખ;
જીવત સમો આશા નહિ,
લાભ સમો નહિ દુઃખ.
સમકીત વીના કયશો શ્રાવક,
જીમ દેવ બીના દેહરો કયસો;

શીયળ બીના સતી ક્યુકર કહીએ,
જીવદયા વીના ધર્મ કયશો.
ધર્મ તો એક જૈન ધર્મ,
ભારૂ તો સંજમ ભાર;
વ્રત તો એક શીયળ વ્રત,
મંત્રમાં વડો શ્રી નવકાર.
તે માટે પ્રાણી તમો,
સમજો શુભ ચીત જોય;
આસાતના આજ્ઞાની,
કરશો ના તુમે કોઇ.

---

રાગ દાહરા.

સ્તુતિ. ૧

વંદન કરીએ પ્રથમ શ્રીઅજીત નાથને, (૨)
તારે-તારો છૈએ અનાથ છો શીરનાથ,
જગત ધણી તમે.......................વંદન-૨
માતા વિજયા દેવીનંદ, હૈયામાં રમે,
દેખી તારી મુદ્રા અનોપમ, છે તુમ સુંદર;
જાઉં વારણે ......................વંદન-૨

ચેોમુખ જીણંદ પ્રભુ શોભતા તમે,
કાપો–કાપો, પાપ અમાપ કરો સુખ શાન્તી;
આદિ અનાદિ તમે ..................વંદન–૩
અજીત જૈન મંડળી કરે સ્તવન આ સમે,
આપો–આપો શરણ તુમારી, સેવા સુખકારી;
હેમચંદ તુને નમે ..................વંદન–૪

---

## સ્તુતિ શાન્તીનાથની.

### સ્તવન (૨)

( નમુંપદે સુમતીજીને–એ રાગ )

નમું પ્રથમ શાન્તી જીનને ( ૨ )
વિશ્વસેન અચીરાજીકા નંદન, મ્રગલંછન બલીહારી,
સુખકારી, જાઉં વારી, શાન્તી જીનની, ટેક. નમું. ૧
અનાથના પ્રભુ નાથ તમે છો સુમતી સહુને આપો,
પ્રેમ ધરી દયા આણી, કાપો કુમતીને. નમું. ૨
વિરમગામમાં પ્રભુજી બિરાજે, સુંદિર મંદિર શોભે,
શોભા સારી, સુખકારી શાન્તીજીનની. નમું. ૩
ધર્મધુરંધર ધણી તમે છો, અજીત મંડળી એમ બોલે,
દુઃખ કાપો સુખ આપો, પ્રભુ સહુ જનને. નમું. ૪

હેમચંદ છે દાસ તુમારો, અર્જ કરે કર જોડી,
તું છે સ્વામી, રહું શીર નામી, તુજચરણ નમે. નમું. ૫

---

ગરબો

પુનમચંદની એ રાગ.

સ્તવન ૩

શ્રીજીન અજીત, પ્રભુ પરમાતમારે,
માતા વીજીયા દેવીના નંદ;
રસીયા વસીયા પ્રભુજી મુજમન મંદીરે રે,
સજન આજની, શોભા ઘણી રે.
શોભે આંગી અનોપમ ઠાઠ,
રસીઆ વસીઆ, પ્રભુ મન મંદીરે રે ટેક, ૧

સાખી.

મુગટ પ્રભુ શીર શોભતો, કાને કુંડળ ઉર હાર,
મણીમાણેક જળકે ઘણા, આભ્રણનો નહિ પાર;
પ્રભુજીના મુખડા ઉપર વાળું કોટીચંદ્ર મારે,
જગમગ જોત સરીખી મુદ્રા શોભે સાર. રસીયા. ૨

સાખી.

મળીઆ આજે આપણે,

સજી રૂડા શણગાર;
નાચો જીનવર પુરમાં,
કરો થઇ થઇ કાર.
રમીએ રંગમંડપમાં હેતે સહુ મળી સાથમાં રે;
હરખે હસીએ રમીએ, ધરીએ પ્રભુનું ધ્યાન. રસીયા. ૩

સાખી.

ઘુઘરૂના ઘમકારમાં, ફરીએ સહુ મળી સાથ,
લળી લળી પ્રભુ ચરણે નમી, તાળી લઇએ હાથ.
ચોમુખ મંડળી જોવા નરનારી ટોળે મળ્યા રે,
ગાતાં હેમચંદની પુરો પ્રભુજી આશ. રસીયા. ૪

---

## સ્તવન (૪).

( વહાલા વેગે આવો રે—એ રાગ )

વીજીયા માતાના જાયારે, અજીત જીન કુમતી કાપજોરે,
નહિ કાપો તો, કરશે સુમતીનો પાયમાલ, વિજીયા૦ ૧
શુભ શાન્તીને કાજેરે, આ ભવમાંહી હું ભમ્યોરે,
કેડે કુમતી, પડી મુને આ વાર. વિજીયા૦ ૨
કુધર્મ ગુરૂ દેવ શેવીરે, વીટાણો મોહજાળમાંજી,
તેહ મોહજાળેથી, છોડાવો મહારાજ. વિજીયા૦ ૩

અજ્ઞાનને અંધારેરે, મેં અનરથ બહુલો આદર્યો રે,
કીધાં કર્મ કહેતાં ન આવે પાર. વિજીયા૦ ૪
અજીત જૈન મંડળી તારોરે, ભવ ફેરથી ઉગારજોરે,
માગે તુમ ચરણની સેવા સાર. વિજીયા૦ ૫
કોઇ પુન્યને પ્રભાવેરે, હું પામ્યો તુમ દરશનેજી,
હેમ દયાથી નીરખો, પ્રભુ આ વાર. વિજીયા૦ ૬

---

## સ્તુતિ.

### (૫) સ્વતન.

### રાગ કલ્યાણ તાલ દાદરા.

શ્રીવિશ્વના પતિ, અમે વંદીએ અતિ,
આપને હુ અર્જ કરૂંછું, આપો સુમતી. ટેક. ૧
સુજ્ઞ જનોને પાર ઉતરવા, આરંભ્યું આ કામ,
કરશો પુરણ કૃપા કરીને, વંદુ અંતર જામ. શ્રી૦ ૨
છો જગતારણ, ભવ દુઃખવારણ,
પર્મ કૃપાળુ દેવ, આર્ય ભુમીપર ક્રિપા કરી દયો,
સુખ શાન્તી અહમેવ. શ્રી૦ ૩
ધર્મ કર્મ ને દયા દાનનું આપો અમને જ્ઞાન,
કામ ક્રોધ મદ મોહથી છોડાવો ભગવાન. શ્રી૦ ૪

વિરમગામ અજીત જૈન મંડળી, પ્રેમે પ્રણમે પાય,
હેમચંદ તુમ શરણે આવી, ગુણ તુમારા ગાય. શ્રી. ૫

---

## સ્તુતિ.

### ( ૬ ) સ્વતન.

જય જય જય શ્રી જીનરાજ (૨),
વિજયકારી, વિઘ્ન નિકારી, પતિતપાવન અધમોધાર. ટેક. ૧
જય જય પ્રણતપાળ, (૨)
જય જગત્રાતા, જય જગમોહન, દુઃખ હરણ તું દિનતણા,
આશા પુર તું ભવ ભરણ તું દિન દયાળ. (૨) જય૦ ૨
અજીત જૈન મંડળી તારી, કરે સ્તુતિ પ્રભુ લીયો સ્વીકારી,
હેમચંદ પ્રણમે પાય. (૨) જય૦ ૩

---

### સ્તવન. ફુલનાહારમાં ગાવાનું (૭).

પચરંગી પુષ્પનો હાર ગુંથાવો, જાઇજુઇ જાસુદ મીલાવો;
મોગરો મરવો કેતકી લાવો, નાગ પુન્યાગ પ્રીયંગ મંગાવો.
બોલસીરી સુગંધીત લાવો, ચંપક રમણ ગુલાબ મુકાવો;
એહવાં પુષ્પનો હાર ગુંથાવો, સ્થીર મનકરા જીનપુરમાં જાઓ.
પ્રભુજીના કંઠે હરખે ચઢાવો, રંગ મંડપમાં ભાવના ભાવો;

અજીત મંડળી કહે શીશ નમાવો,સોનારૂપાના પુષ્પ પઢાવો.
હેમચંદ કહે પ્રભુને હરખે વધાવો. પચરંગી.

---

## સ્તવન. (૮)

( રાગ—ભલે લાલ તમાચો મારી મુખડું લાલ રાખો રે.)
તારો મહેર કરી મુજ અરજી પ્રભુ ઉરમાં ધરી,
ઉરમાં ધરી, પ્રભુ ઉરમાં ધરી. તારો. ટેક. ૧
હું છું સેવક તારો પ્રભુજી તું છે મુજ શીરદાર,
કર ગ્રહી કીંકર પાર ઉતારો, અનાથ તુમે નાથ તારો૦ ૨
મોહનગારી મુર્તિ તારી, દેખી ચીત હુલસાય,
લળી લળી પ્રભુ ગુણ ગાવું તુમારાં પ્રેમે પ્રણમું પાય. ૩
અગણિત ગુણ છે પ્રભુજી તારા કહેતાં ના આવે પાર,
ચોત્રીશ અતિશય પાંત્રીશ વાણી,પ્રભુ ગુણ ધારે બાર.૪
વાર અનંતી ઇણભવ ભમીયો, તોય ન આવ્યો પાર,
જન્મ મરણના દુઃખને ટાળો, ભાવે ભજો જીનરાજ. ૫.
તારક નામ સુણી પ્રભુ તારો, આવ્યો વિરમગામ,
ચોમુખ દરીશન કરી ચિત હુલશો, હેમમંડળી સુખથાય.૬

---

## સ્તવન ૯.

( રાગ—કેસરીઆ થાશું. )

શ્રી વિરમગામે અજીત જીનેશ્વર દીપતા,
દિક્ષા લઇ પ્રભુ ભાવ ધરીને, અષ્ટ કરમ ક્ષય કીધાં,
રાગ દ્વેષ પ્રતિ મલ્લ હરાવી, કેવળજ્ઞાન શું શીધાં રે. ૧
દેખી પ્રભુની પ્રતિમા સારી, મંદીર શોભા સારી,
ચૌદિશા ચોમુખ બિરાજે, દરીશન કરે નરનારીરે. શ્રી૦૨
કનક મણીમય મુગટ બિરાજે, કાને કુંડળ શોભે,
અષ્ટ બિજોરૂં હાથ સોહે, મુજ મનડું ત્યાં લોભેરે. શ્રી૦૩
વિજીયાનંદન ભવ દુઃખ ભંજન કષ્ટ અમારાં કાપો,
મહેર કરિ મહારાજ અમો પર અજર અમર પદ આપોરે. ૪
અરજી ઉર ધરિ નેહ નજર કરિ દયા હ્રદયમાં ધારો,
અજીત મંડળી તુમ શરણે આવી હેમ દયાથી તારોરે. ૫

---

## સ્તવન ૧૦.

( રાગ—અજર રહો ઇસ પરમ અવતાર )

અમર રહો, વિજીયા નંદન સુખકાર, અવીચળ રહો,
જૈન ધર્મ જયકાર. ટેક. અમર૦ ૧
ફરરર ફરકો ઇંદ્ર ધ્વજા સમ જૈન ધર્મ કેરો પ્રચાર,

જય જયકાર થઇ રહ્યા છે,
વિરમગામ મોઝાર. અમર રહો. ૨
વિજીયા નંદન સબ દુઃખ ભંજન,
ગજ લંછન શોભે સુખકાર;
શશી સમ શોભે પ્રભુ મુખ તારૂં,
સોવન સરખી કાય. અમર રહો. ૩
ચોથા આરા સમવર્તી રહ્યા છે,
આનંદ ખરેખર અપરંપાર;
શ્રી જીન અજીત મંડળી આવી ત્યાં,
નાચે છે થેઇ થેઇ કાર. અમર રહો. ૪
સંવત ૧૯૭૪ સાલે અજીત મંડળી,
કરિ તૈયાર ભક્તિ વિજય ગુરૂ પુન્ય પ્રસાદે;
હેમચંદ પ્રણમે છે પાય. અમર રહો. ૫

---

સ્તવન ૧૧. તાલ ધ્રુપદ.

સ્તુતિ.

દાદાને ભેટી તન મન ભવ દુઃખ મિટા મિટા જાનેકા,
પ્યાસાથા કેયસા અબ તન મન દુઃખ મિટા મિટા.ટેક.૧
અજીત જીનંદકો દેખેગા, ભાઇ મોહે ચાહે પ્રભુ મીલનકું.

ભેટત ભેટત સુધ ભયે ભવ દુઃખ મિટા મિટા. ૨
ભાવસે પ્યારે પ્રભુકો દેખેગા,પાવે સુખ નહિ દુઃખ નહિ ભય,
જાવેજી જાવેજી મન સુધ કર, દુઃખ મિટા મિટા. ૩
અજીત મંડળી કો તું આધાર પ્રેમ ધરિ સહુ જન પ્રણમે પાય,
ગાવેજી, ગાવેજી હેમચંદ ભવ દુઃખ મીટા મિટા. ૪

---

## સ્તવન ૧૨.

(રાગ—નરવર જય ગાવો સાહેલીઓ.)

જીનવર જય ગાવો રંગ રેલીઓ (૨)
નાચો છનનન છુમ ભેળીઓ. જય૦ ટેક૦ ૧
છનનન છુમ તાથઇ, (૨) ધીત કડાન ધા (૨),
ધાધા તઇ તઇ ધા, રૂમઝુમ રૂમ સુખ ખેલીઓ. જય૦ ૨
નાચો ગાવો ફુલડે વધાવો આવો. જય૦ ૩
જાવું વારી દવાળી, વાળી, જય જય જય (૨),
ધન, ધન, ધન ધન ધન, હેમચંદ ટાળો ભવ ફેળીઓ. ૫

---

## સ્તવન (૧૩)

(રાગ—ભોળી બાળા શું આમ)

પ્રભુ પુજી લે પાય, દેહ સફળ થાય,
મનુષ્ય જન્મ કાં તું એળે ગુમાવે. ટેક. પ્રભુ૦ ૧

સમજ સજન તું મોહમાં પડીઓ,
અમુલ્ય હીરો તુજ અવસર મળીઓ,
કાચ ગ્રહી કાં તું મણી ગુમાવે, પ્રભુ૦ ૨
તન મન ધનસે કર પ્રભુ પુજા,
ક્રિયા એક કરે, જ્ઞાન હે દુજા,
કરે પુજા ભવસિંધુ મિટાએ. પ્રભુ૦ ૩
કર નિત્ય અજીત ચો મુખ જીન ભક્તિ,
શુદ્ધ સમતા અનુયોગ જો શક્તી,
ટળે દુઃખ સુખ છીનમે થાય. પ્રભુ૦ ૪
હેમચંદ આશે ધરિ તુમ પાસે,
અજીત મંડળી માગે શીવ વાસે;
તું મુજ તાત હું બાળ ગણાયે. પ્રભુ૦ ૫

---

## રાસડો (૧૪)

### રાગ, જાત્રા નીત્ય કરીયે.

પુજા નીત્ય કરીયે નીત્ય કરીયે, (૨)
પ્રભુ અજીત જીણંદ ધ્યાન ધરીયે. ટેક. પુજા. ૧
જળ ચંદન કેસર ધરી કરમાં,
જીન મંદીર પગ ધરીયે. પુજા. ૨

કામ ક્રોધ માયા મદ તૃષ્ણા,
મોહમુળ પરીહરીયે. પુજા. ૩
રાગ દ્વેશ પ્રતિ મલ્યકો જીતી,
વીતરાગે પદ વરીયે. પુજા. ૪
નવ અંગ તીલક કરી જીનવરકો,
ભાવ ભલો મન ધરીયે. પુજા. ૫
ચૈત્ય વંદન શુદ્ધ ભાવથી કરતાં,
સ્વસ્થીક કરી શીવ વરીયે. પુજા. ૬
વિરમગામ અજીત જીન મંડળી,
ચોમુખ દરીશન કરીયે. પુજા. ૭
શુદ્ધ ભાવે હેમચંદ એમ બોલે,
શીવરમણી ઝટ વરીયે. પુજા. ૮

---

ઉપરના સ્તવનમાં ડાંડીયા, તથા સંસદારી લેવી હોય તો લેવાય તથા બાઇઓ બેનોને ગરબામાં પણ ગવાય.

---

સ્તવન ૧૫.

રાગ—થઇ પ્રેમવશ પાતળીયા.

જીનરાજ મોહે પ્યારા, (૨)

મમમનના દુઃખ હરનારા રે. ટેક. જીનરાજ ૧
વિજયા માતાના પ્રભુ જાયા,
જીત શત્રુ કુળ આયા;
તુમ કંચનવરણી કાયા,
ગજ લંછન ચરણ સુહાયા રે. જીનરાજ ૨
અષ્ટ કર્મ ક્ષય કરી જીનવરજી,
કુમતિ કુકર્મ હઠાયા;
પ્રભુ કેવળ જ્ઞાન દીપાયા,
પ્રભુ જીત નીશાન ચઢાયા રે. જીનરાજ ૩
શીવ સુખ વરીયા, જીનવર મળીયા;
અજીતનાથ મુજ પ્યારા;
એ અજીત મંડળી ગુણ ગાય,
હેતે હેમચંદ શીશ નમાયા રે. જીનરાજ ૪

---

સ્તવન ૧૬

રાગ, ચંદા પ્રભુજીસે ધ્યાનરે મોરી લાગી લગનવા.
તીરથ જગ જયકારરે ભવી ભાવેથી ભેટો (૨)
ભાવેથી ભેટો પાપને મેટો જયમ પામો ભવપાર.
ભવી ભાવેથી ભેટો—તીરથ ૧

અષ્ટાદશ દુષણ નહિ જીનમે, પ્રભુ ગુણ ધારે બારરે,
ભવી ભાવેથી ભેટો–તીરથ ૨
રાવણને મંદોદરી રાણી, ભેટી લહ્યા ભવપારરે,
ભવી ભાવેથી ભેટો–તીરથ ૩
અષ્ટાપદ ગીરી ઉપર નાચ્યો, તિર્થંકર પદ ધારરે.
ભવી ભાવેથી ભેટો–તીરથ ૪
એણી રીતે ભવી તુમે શુદ્ધ ભાવથી, ભેટો અજીત જીનરાજરે.
ભવી ભાવેથી ભેટો–તીરથ ૫
ચોત્રીસ અતિશય પાત્રીસ વાણી, જગજીવન હીતકાર રે.
ભવી ભાવેથી ભેટો–તીરથ ૬
આનંદ થાઓ, પ્રભુ ગુણ ગાઓ, મુખ બોલો જયકારરે.
ભવી ભાવેથી ભેટો–તીરથ ૭
ચરણ કમલ હેમચંદ તુમારો, અજીત મંડળી પ્રભુતારરે.
ભવી ભાવેથી ભેટો–તીરથ ૮

---

રાસડો (૧૭)

ચાલો આવો ધરી, ભાવ ભરી,
રમીએ જીનવર પુરમાં. ટેક.
જીનવર આગે ભાવે રમતા, આ ભવ સાયરમાં નહીભમતા,
અષ્ટ કરમ દુર થાય (૨) ચાલો ૧

મુખડું પ્રભુનું પ્યારૂં, દરશનમાં મુજ મન હરનારૂં,
માનોને મનડું લોભાય (૨) ચાલો ૨
ધ્યાન પ્રભુનું ધરીએ પ્રીતે, તો કર્મ દુર ટળે એણી રીતે,
સાચો છે શ્રી જીનરાજ (૨) ચાલો ૩
રચના સુંદીર મંદીર સારી, ચોમુખ દરશન કરે નરનારી,
વીરમગામ સોહાય. (૨) ચાલો ૪
અજીત મંડળીને પ્રભુ તારો હેમ દયાથી પાર ઉતારો,
નીત નીત તુમ ગુણ ગાય (૨) ચાલો ૫

---

## સ્તવન ૧૮

આજકી આગ જોર બની,
દાદા મલ્લી જીનેશ્વરકી અંગકી. (૨)
મસ્તક મુગટ શોભ રહ્યા,
મેરા દેખ દેખ મન મોહ રહ્યા.
કાનોમે કુંડળ બાહે બહેરખા,
બીચ બીચ ચુનીયાં ચલક રહી એજી હા.(૨)આજકી. ૧
મુદ્રા મનોહર દેખ ભવીજન,
મનમે આનંદ ઓર રહી;
સુરનર મુનીપતી કહે તુંહી તુંહી,

ધ્યાન ધરે દીનરાતનકી એજીહા. (૨)    આજકી. ૨
તુમ દરશનકી ચાહ રહી મેરે,
દીલમેં તુંહી તુંહી નામ રહી;
જબ મલ્લી જીનેશ્વર ધ્યાન ધરી,
તવ પાપ કલંક દુર ટળી એજીહા. (૨)    આજકી. ૩
તીર્થંપતી શ્રી મલ્લીજીનેશ્વર,
તુમ સેવાથી આશા ફળી;
કરે અજીત મંડળી એ અર્જ ખરી,
સુણો મલ્લીજીનેશ્વર મહેર કરી એજીહા. (૨) આજકી. ૪
ગામ ભોયણપુર દીપ રહ્યા,
દેશો દેશમાં ડંકા બાજ રહ્યા;
હેમચંદ પરે પ્રભુ મહેર કરી,
તવ જન્મ મરણ ભય દુર ટળી એજીહા.(૨) આજકી. ૫

---

## સ્તવન ૧૯

### ( ધનાશ્રી રાગ )

આનંદનો નહિ પાર,
આજ મુને આનંદનો નહિ પાર. ટેક.

જંબુદ્વીપના ભરત ક્ષેત્રમાં,
 તે મધ્યે મનોહાર. આજ મુને. ૧
વીરમગામ નગ્ર તે જાણો,
 જ્યાં વરતે છે જયજયકાર. આજ મુને. ૨
તે નગ્રમાં શોભે સુશોભીત,
 અજીત શાન્તી પ્રાસાદ આજ મુને. ૩
રૂષભ અજીત પ્રભુ સનમુખ શોભે,
 વળી પાર્શ્વનાથ સુખકાર. આજ મુને. ૪
ધર્મનાથ પ્રાસાદે સુહંકર,
 દોય ઉપર વળી ચાર. આજ મુને. ૫
ધર્મ ક્રીયામાં ચોથા આરા સમ,
 કર્યો ભક્તિ વિજય ઉપકાર. આજ મુને. ૬
પંચ મહાવ્રત શુદ્ધ આરાધે,
 ધન્ય ધન્ય મહા મુનીરાય. આજ મુને. ૭
ક્રોધ નહિ વળી માન ન દીસે,
 દેશના અમૃત ધાર. આજ મુને ૮
ચોમુખ મંડળીએ ગુણ ગાયા,
 હેમચંદ હર્ષ અપાર. આજ મુને ૯

---

## સ્તવન ૨૦

નેમકી જાન બની ભારી (૨)
 દેખનકુ આયે નરનારી. ટેક
નેમ કુંવર અલબેલડા,
 જાદવકુળ અવતાર
સમુદ્રવિજય કુળ ચંદલો,
 વારી સીવા દેવી તુમ માત
શંખ લંછન પ્રભુ સુખકારી,
 દેખનકુ આયે નરનારી દેખન. નેમકી. ૧
જાન સજી બહુ જોરથી,
 સજયા તેજી તોખાર,
હસ્તી સજયા વળી ઝુલતા વારી,
 જાદવ સજ્યા તેણી વાર.
ગાય ગીત નારી મંગળકારી,
 દેખનકુ આયે નરનારી દેખન. નેમકી. ૨
એમ આડંબર અતી ઘણે જાન કરી તૈયાર
રથ જઇ બેઠે નેમકુંવર,
 આયે ઊગ્રસેનકે દ્વાર.

સુણી રાજુલ અતિ હરખાણી,
　દેખનકુ આયે નરનારી. નેમકી. ૩
સરખી સખી જઇ સંગમાં,
　ગઇ નીરખણ નેમકુમાર
નીરખી પ્રભુ મુખ હરખતી,
　એ ત્રીભુવન જન હીતકાર
પ્રભુ મુખ ચંદ્ર શીતલકારી,
　દેખનકું આયે નરનારી. નેમકી. ૪
રથ પ્રભુ તોરણ આવીયો,
　સાસુ હરસ અપાર
પોંખે પ્રભુને પ્રેમથી,
　કીયો પશુ પોકાર
ખરે પ્રભુ અમે નીર અપરાધી,
　દેખનકુ આયે નરનારી. નેમકી. ૫
પશુ પોકાર સુણી પ્રભુ,
　થર થર કંપે કાય
રથ વાળ્યો પ્રભુ ભાવથી,
　જઇ ચડીયા ગઢ ગીરનાર
રહી અતી રોતી સતી નારી,

દેખનકો આયે નરનારી. નેમકી. ૬

દીક્ષા લઇ પ્રભુ હાથથી,
દોય પોકયા મુક્તી મોઝાર,
હેમચંદ પરે મેહર કરી,
અજીત જીન મંડળી તાર
પ્રભુ શીવ સુખ ફળદાતારી,
દેખનકુ આયે નરનારી. નેમકી. ૭

---

## સ્તવન ૨૧ મું.

( સોહની રાગ સોહાયણી સ્વર્ગની વાટ )

વાહલા રાજ પ્રભુ જીનરાજ, અમને તારજો મહારાજ,
પ્યારા પ્રભુજી પ્રીતે, મુજ શીર પર કરસ્થાપજી જીનરાજ.
વાહલા મ્હેર કરી મહારાજ, સાવસુખ આપજો જીનરાજ.

સાખી.

કયાં ભરત કયાં મહાવી દેહ, કયાં મોક્ષ સુખ ધામ.
ત્યાં વસીયા શ્રી વીરજી, પ્રીતે કરૂં પ્રણામ.
વાહલા ત્રીસરા માતાના નંદ, કરૂણા લાવજો જીનરાજ,
હું તો ધ્યાન ધરૂં દીન રાત, દુખ મુજ ટાળજો જીનરાજ,
અરજી અજીત મંડળી કરે આજ, ઉરમાં ધારજો જીનરાજ,
હેતે હેમચંદ પ્રણમે પાય, દરસન આપજો જીનરાજ.

---

## સ્તવન ૨૨ મું.

( રાગ પ્રભુ ભાવના વીસે )

પ્રભુ અજીતજી નંદ મુજ પ્યારો, હું તો ધ્યાન ધરૂં પ્રભુ તારો,
મારા કષ્ટ તમે નીવારો, મુજને આ ભવસાગર તારો.
તુજ મુદ્રા છે મુજ પ્યારી, માનો મુજ મનને હરનારી.
હું તો કાલ અનંતી ભમીયો, તોય તુમ દરશન નવી મળીયો,
એઇંદ્રી તેઇંદ્રી દુખ ભારી, ત્રીયંચ નર્ક ગતી ઘો ટાળી,
મુજ ગર્ભ તણું દુખ ટાળો, હું તો ધ્યાન ધરૂં પ્રભુ તારો,
કોઇ પુન્ય પ્રબળ મુજ જાગ્યું, પ્રભુજીઅમતુજદરસન લાધ્યું,
અબ લગની તુમસું લાગી, પ્રભુજી કુમતી દુરે ભાગી.
નાઠા ત્રેવીસ તસ્કર બીચારા, નાઠા અષ્ટ કરજા તે સારા.
સૌ અજીત મંડળી ગુણગાયા, હેતે હેમચંદ સીસ નમાયા.
એમ સેવક સ્તુતી સ્વીકારો, હું તો ધ્યાન ધરૂં પ્રભુ તારો.

---

## સ્તવન ૨૩ મું.

( નકી માર ખાવાનું મન થયું છે તારૂં રે એ રાગ)

અજીત જીન મુરતી લાગે મને પ્યારી લાગે મુજ પ્યારી,
મુજ મન હરનારીરે, અજીતજીન મુરતી લાગે મુજ પ્યારીરે.
માતા વીજયાકો નંદ, જીત શત્રુ કુળચંદ,

પાયે સેવે સુરચંદ, છબી મનોહારીરે. અજીત.
પ્રભુ મુખ દેખી ચંદ, પાવત ભવી આનંદ;
પ્રભુજી છે સુખકંદ, નકી મન માનીરે. અજીત.
પ્રભુ તુમે દીનાનાથ, કરો મુજને સનાથ;
અજીત મંડળી કરે, વંદના તુમારીરે. અજીત.
અબ તો આધાર તેરો સેવક વંદન ધારો;
હેમચંદ વંદના લ્યો, ઉર માંહી ધારીરે. અજીત.

---

## સ્તવન ૨૪ મું.

( શું કહું કથની મારી રાજ એ રાગ )

અબ મોયે પાર ઉતારો રાજ,
જીનરાજ અબ મોયે પાર ઉતારો (૨)
હું તો ધ્યાન ધરૂં પ્રભુ તાહરૂં જીનરાજ,
અબમોયે પાર ઉતારો. ટેક.
માતા વીજીયાકો નંદનરે સ્વર,
મુજ મન લાગે પ્યારો;
ચંદ વદન સમદેહ તુમારો,
જીત શત્રુ કુળ આયો હોરાજ. અબમોયે.
અજર અમર પ્રભુ, અલખ નીરંજન

તુમ મુદ્રા મનોહારી,
દેખી પ્રભુ મુખ મન હરખે
અભવી જીવને તારો હોરાજ. અબમોયે.
નીત્ય ગુન ગાઉ, આનંદ થાવું,
મુજમન હરખ અપારો,
વીરમગામ અજીત જીન મંડળીને
આ ભવપાર ઉતારો હોરાજ. અબમોયે.
એમ અનેક પ્રભુ ગુણ છે તમારા,
કેતા ના આવે પારો
ચરણ શરણ રાખો પ્રભુ પ્રીતે,
હેમચંદદાસ તુમારો હોરાજ અબમોયે.

---

સ્તવન ૨૫ મું.

( માઢ રાગ )

પ્રભુ બીજા અજીત જીનરાજરે,
મોરી અરજ સુણો માહારાજ. ટેક.
સંગ સાથે હસતાં રમતાં,
કરતાં ખેલ અપાર.
આજ તમે પામ્યા પ્રભુતાઇ,

હું રહીયો એણે સંસારરે. મોરી અરજી.
મોહમાયામાં હું પડીયો,
વળગી જગત જંજાળ
કુમતી કેડે પડી છે મુજને,
મુકે નહી ક્ષણ વારરે. મોરી અરજી.
ન કરવાનાં કામજ કીધાં,
ઢોળ્યાં અળગણ નીર
શીત વ્યસન સેવનથી હું તો,
બુડયો એણે ભવતીરરે. મોરી અરજી.
વીરમગામ શહેર સોહંકરે,
જ્યાં બેઠા જીનરાજ;
ચોમુખ દરસન દેખી તુમારો,
મુજ મનડું લોભાય. મોરી અરજી.
જૈન બાળા આવી તુમ શરણે,
નાચે થઇ થઇ કાળ;
અજીત મંડળીને આધાર તુમારો,
હેમચંદ કરો ભવપારરે. મોરી અરજી.

## ' સ્તવન ૨૬ મુ.

( કુંમ કુંમના પગલે એ રાગ )

શ્રી સંભવ ભજ લે ભવીક જન,
શ્રી સંભવ ભજ લે,
તારક જીન ભજ લે,
ભવીજન શ્રી સંભવ ભજ લે. ( ટેક )
સંભવ જીન વર સુખ કર દુખ હર.
અબ મોહે દરસન દે. (ભવીકજન)
તુજ મુખ મટકે મુજ મન હરખે,
મનડુ નહીં ભટકે. (ભવીકજન)
ભવ શાયરમાં ભવો ભવ ભટકી,
નાવ આવ્યું ત્રટયે. (ભવીકજન)
પુન્ય પ્રબળ આ મનુષ દેહ મળીયો,
સુધ મનડું કર લે. (ભવીકજન)
તરણ તારણ એ જીનવર ગાવો,
ભવો ભવ નહી ભટકે. (ભવીકજન)
અજીત મંડળીને આશ તુમારી.
મન માન્યું સુખ દે. (ભવીકજન)

જે ભવી ગાવે શીવ સુખ પાવે,
પાતીક દુર ટળે. (ભવિકજન)
નિશ દીન ધ્યાવે હેમચંદ ગાવે,
અજર અમર પદ દે. (ભવિકજન)

---

સ્તવન ૨૭ મું.

બનજારા એ રાગ.

શ્રી સુમતી જીનંદ સુખકારી,
પ્રભુ પુજા પાર ઉતારી. ટેક.
જળ કલસ ભરી મન રંગે,
ભવી નવરાવો જીન અંગે રે,
વળી ચંદન ઘસી ઘન સારી,
પ્રભુ પુજા પાર ઉતારી. (૧)
વળી મોંઘેરા મરવો ચંબેલી,
પ્રછ કુંદન જાસુદ ભેળીરે,
ધરો પુષ્પમાળ મનોહારિ,
પ્રભુ પુજા પાર ઉતારી. (૨)
પ્રભુ ધુપ ધ્યાન પ્રભુ અંગે,
પછી અંતર જોત જગાવેરે,

તો ચઉ ગતી ચુરે સારી,
　　પ્રભુ પુજા પાર ઉતારી. (૩)
એમ પંચમ જીનવર ગાવો,
　　ધરી નૈવેદ ભાવ નભાવોરે,
પ્રભુ શીવ સુખ પદ દાતારી,
　　પ્રભુ પુજા પાર ઉતારી. (૪)
નિત્ય અષ્ટ દ્રવ્ય જે સેવે,
　　નીશ્ચે શીવ સુખ એ લેવેરે,
પ્રભુ અવિચળ પદ દાતારી,
　　પ્રભુ પુજા પાર ઉતારી. (૫)
એમ અજીત મંડળી પભુ પાસે,
　　કહે હેમચંદ તુમદાસે,
દો જન્મ મરણુ દુઃખ ટાળી.
　　પ્રભુ પુજા પાર ઉતારી. (૬)

---

સ્તવન ૨૮

( બોલો મારા પ્રેમી પોપટજી—એ રાગ )

સેવો પ્યારા ચેતન અજીત જીન સેવો,
　સેવો (૨) કો દેવ નહિ એવો,

માતા વિજીયા કો નંદ મુજ પ્યારો,
પ્યારો (૨) દેવાધી દેવો સેવો પ્યારાયે—૧
વ્હાલા તારા મુખડાની લલીત લેહ લાગી,
લાગી (૨) પ્રભુ શુ પ્રીત લાગી,
મુખ નીરખી મુજ સુમતી જાગી,
જાગી (૨) અજબ જોત જાગી,
પેલા ચેતનજી પ્યારા જીન મુખ નિહારો,
વ્હા વ્હા ચેતનજી નવકાર શું વિચારો,
ચતુર સુજાણ પ્રભુ પુજા બનાવે,
કનક મણીમય મુગટ ધરાવે,
હર્ષ ધરી જીન ભાવના ભાવે,
છોગાળા છબીલા તુજ ચીત લાગી,
લાગી, (૨) પ્રભુ શુ પીત લાગી.
રૂડા શુ રંગે રમોને ઉમંગે,
અજીત મળી તારો રંગે
ભાવના ભુખ્યા શુ હેમ અમરત પીલાવે,
સેવો (૨) કો દેવ નહિ એવો.

## સ્તવન ૨૯ મું.

( રામ ભજન રોકડ નાણું રે—એ રાગ )

પ્રભુનું ભજન નહિ જાણ્યું રે હો.
મુરખા મનડા પ્રભુનું ભજન નહી જાણ્યું.(ટેક)
લક્ષ ચોરાસી કેરા ફેરામાં ફરીયો તો હે,
નહીં તારૂં ઠામ કે ઠેકાણું રે હે. મુરખ.
ડાહ્યો બની સમજાવે બીજાને પણ,
તારૂં પોતાનું કાંઈ નવ જાણું રે હે. મુરખ.
લક્ષ્મીની લાલચે નીશદીન ફરતો,
શ્રી જીન ચૈત્યન જુહારૂ રે હો. મુરખ.
કુડ કપટ કરી માયા જોડી રે,
એમાં નથી કાંઇ તારૂં રે હો. મુરખ.
મારૂં તારૂં કરતો ઘડી નહી ઠરતો,
અણ ચીંતવ્યું આવશે આણું રે હો. મુરખ.
સોડ તાણીને સુતો શું મુરખ,
જાગીને જોને વાયુ વાણું રે હો. મુરખ.
સુર તરૂ ફળીયો હેમ હીરો મળીયો,
સામજ સમજ જાય ટાણું રે હો. મુરખ.

## સ્તવન ૩૦ મું.

### મહાવીર સ્વામીનું સ્તવન.

મન માયાના કરનારા રે—રાગ.

તારો તારો મહાવીર પ્રભુ તારોરે,
મુને આશરો છે પ્રભુ તાહરો.
ભવોભવ ભટકી શરણે આવ્યો,
નીરખવા તુમ દેદારો,
તુમ દરસન મોંયે લાગ્યું પ્યારૂં,
આ ભવ પાર ઉતારોરે. મુને આશરો.
લાખ ચોરાસીમાં ભમતાં ભમતાં,
હજીએ ન આવ્યો પારો,
ભવ સમુદ્રમાં હું બહુ ભટકયો,
તોય ન આવ્યો આરોરે. મુને આશરો.
જન્મ મરણ જો બહુ ભવ ફરીઆ,
તેહ થકી હું હાર્યો,
તે માટે કરૂં અરજી પ્રભુજી,
ગર્ભ તણું દુખ ટાળોરે. મુને આશરો.
કહે હેમચંદ મુજ અરજી સ્વીકારો,
બાહે ગ્રહિ મુજ તારો,

ઉડયો પ્રભુ આ ભવ માંહે,
અજીત જૈન મંડળી તારોરે. મુને આશરો.

રાગ ઉપરનો.

આવો આવો ભવિ તુમે આવોરે,
જ્યાં બેટા આદેશ્વર બાવો;
ભેટી પ્રભુજીને નિત્ય સુખ પાવો રે, ટેક જ્યાં. ૧
અ ભવી ભવી આવે,
પ્રભુ તુમ શરણે, નીરખવા તુમ દેદારો;
પુજા કરે ભવી ભાવ ધરીને,
પામવા ભવનો પારોરે, જ્યાં. ૨
વીરૂગામ મંડન પ્રભુજી બીરાજે,
સઉ જનના પતીપાળો;
આ કળી કાળે તારણ એ પ્રભુ,
નીશ્ચય એમ મનમાં ધારોરે. જ્યાં. ૩
મુદ્રા પ્રભુને શોભે સારી,
જાણીએ ચંદ્ર હજારો;
એવા પ્રભુનું ધ્યાન ધરતાં,
મીટે જન્મ મરણ સંસારોરે. જ્યાં. ૪
ખટ દરશનમેં જોયા પ્રભુજી,

કયાંય મળીયો નહિ તારનારો;
દાસ હેમચંદ તુમ શરણે આવ્યો,
અજીત મંડળી દુઃખ ટાળો રે. જ્યાં. ૫

---

## ભાવનાનું સ્તવન ૩૨ મું.

( રૂમક ઝુમક મહાવીર ઘેર આવે રે. રાગ. )

આજે આનંદ અજીતનાથને દરબારરે; (૨)
તાલ મ્રદંગ શરણાઇ સરદારોરે,
જ્ઞાન તાન ઉડે આનંદે ઉમંગે રે. આજે૦૧
માતા વિજીયાએ બેટા જાયો રે,
ચોસઠ સુરપતી કેરા હોસે રાયો રે. આજે૦૨
ચોસઠ સુરપતી એણીપેર આવે રે,
મેરૂ શીખ પર જઇ નવરાવે રે. આજે૦૩
દેરૂં દેવ વૈમાન શું દીપે રે,
જાણીએ ઇંદ્રિપુરીને જીપે રે. આજે૦૪
અજીત મંડળી એણીપેરે ગુણ ગાવે રે,
હેમચંદ ચરણમાં શીશ નમાવે રે. આજે૦૫

---

## આદેશ્વરનું સ્તવન. ૩૩ મું.

( ચોરો ગંગળ ચાર. રાગ. )

તાર તાર મોહે તાર, અબ પ્રભુ તાર તાર મોહે તાર; ટેક.

હું નાથ તું નાથજી મળીયો,
સહુ જનકે પ્રતીપાસ. અબ૦૧
માતા મારૂ દેવીના જાયા,
નાભીરાયા કુળ અવતાર. અબ૦૨
ત્રષભલંછન પ્રભુ પાય બીરાજે,
વીનીતા નગરી તણા રાય, અબ૦૩
ભવીજન આવે ભાવના ભાવે,
માન માન્યું સુખ પાય. અબ૦૪
શશી સમ શોભે પ્રભુ મુખ તારૂં,
લળી લળી લાગું પાય. અબ૦૫
ચોમુખે એ જીનવર શોભે,
અજીત મંડળીકો આબાર. અબ૦૬
હેમચંદ છે દાસ તુમરો,
આ ભવ પાર ઉતાર. અબ૦૭

## સ્તવન ૩૪ મું.

( રાજાજી અરજ ઉરમાં ધારો. રાગ. )

જીનવરજી અરજ ઉરમાં ધારો, ઉરમાં ધારો; (૨) ટેક.
વદન કમળ પ્રભુ નીરખી તુમારૂં,
વંદના કરીએ વારમવારો. (૨) જીન૦૧
શશી સમ શોભે પ્રભુ મુખ તારૂં,
ભવી નીરખી પામે ભવ પારો (૨) જીન૦૨
અજીત શાન્તી સુપ સાક લઇને,
કરી રચના શુભ સુખ કારો. (૨) જીન૦૩
એ પ્રભુની આજ્ઞા અનુસરતાં,
ભક્તિ વિજય ગુરૂ મન ધારા. (૨) જીન૦૪
શાન્ત સુધારસ ક્ષમા ભંડારી,
વરતાવ્યો જય જયકારો. (૨) જીન૦૫
વિરમગામ અજીત જૈન મંડળી,
કરે વંદના પ્રભુ ઉર ધારો. (૨) જીન૦૬
કર જોડી કહે પાર ઉતારો,
હેમચંદ કહે ભવતારો. (૨) જીન૦૭

## સ્તવન ૩૫ મું.

(નંદરાય લાગ્યો ને ડોમ તમારો, રાગ)

જીણંદરાય લાગ્યો ને ડોમ તમારો,
લાગ્યો સંસાર બધો ખારો મારા વ્હાલા. ટેક. જીણંદ.

નાભ ભુપ મારૂ દેવાકો નંદન,
ઇંદ્રાણી મળી હુલરાયો મારા વ્હાલા. જીણંદ. ૧

પાનસો ધનુષસો વનમય કાયા,
આયુ અથીર દરશાયો મારા વ્હાલા. જીણંદ. ૨

ધર્મધુરંધર પ્રથમ જીનેશ્વર,
જુગળા ધર્મ નીવાર્યો મારા વ્હાલા. જીણંદ. ૩

કેવળ પામી પ્રભુ શીવ સુખ વરીયા,
ધુળેવા નગર તણો રાયો મારા વ્હાલા. જીણંદ. ૪

સંઘ આવે બહુ યાત્રા કરવા,
કેસર ખીચ મચાયો મારા વ્હાલા. જીણંદ. ૫

કહે હેમચંદ પ્રભુ રીષભ જીનેશ્વર,
મુને આ ભવ પાર ઉતારો મારા વ્હાલા. જીણંદ. ૬

---

## સ્તવન ૩૬ મું. ( નાથકેસે ગજકો. રાગ )

કદી નહી સમય ગયો મળશે,
ભવ ભ્રમણ શું વળશે. કદી. ટેક.
આ કાયા છે કાચનો કુંપો, તટક દઇને તટકે
પાણીના પરપોટા સરખું, ફટક દઇને ફટકે. કદી નહી. ૧
કુર કખાય કુરતા ધારી, પાપ કુપમાં પડશે
આ ભવ સાયર પાર ઉતરતા, અધવચ જતાં અટકે. ૨
મારૂં તારૂં કરી શું મોહ પામે, ક્ષણમાં મરી જાવું મટકે,
ચરમે ચુંપે શું ચતુર બનીને, ચતુરા કેરે ચટકે. ૩
આ માનવતન ચીંતામણી સમ, તે કેમ વ્રથક ગુમાવે
કાળ અચાનક આવી લેશે, તો પછી કંઇ નહિ ફાવે. ૪
સમકીત સુંદર ધારી ધરામાં ધર્મનુંસાધન કરજે
જીનવર નામ જપીશ સમતામા, સહજ ગુણેતું કરજે. ૫
કરી નીર્જરા તપથી સારી, કર્મ જાલને હરજે
આસવ બંધ કરી અંતરથી, શીવપદ સેજે વરજે. ૬
અજીત મંડળી કહે મનરંગે, પરનિંદા પરહરજે
હેમ હેત કરી જીનવરશું, આ ભવ સાયર તરજે, ૭

---

## સ્તવન ૩૭ મું.

સદગુરૂ ચરણુ વિના અજ્ઞાન તિમીર ટળશે નહિં રે ॥ દેશી

જીનવર શરણુ વિના સંસાર
ભ્રમણુ ટળશે નહિં રે
જન્મ મરણુ દેનારૂં કર્મ બીજ જળશે નહિ રે ॥ ટેક
જીન વચનામૃત પાન વિના
સત્યાસત્ય કે જ્ઞાન વિના
પાપ પુંજ પ્રભુ ધ્યાન વિના બળસે નહિં રે. જી૦૧
ભવ ભવહારક ભાન વિના,
પ્રભુ પરમાતમ ગાન વિના.
શુભ મન આતમ મન વિના, ચાલશે નહિં રે. જી૦૨
શુભ ગુરૂ દેવ વિજ્ઞાન વિના,
ધરમ યથારથ જાણુ વિના
સમકીત પીછાન વિના પલશે નહિં રે. જી૦૩
સુરનર પુજીત ન્યાણુ વિના,
અડદશ દોયકે હાણુ વિના
પુજા પ્રભુકી આણુ વિના. ફલસે નહિં રે. જી૦૪
નિજ ગુણુ આતમ ખાણુવિના,
વલ્લભ વિર વખાણુ વિના
અજીત જીનેશ્વર દાન-વિના, મળશે નહિં રે. જી૦૫

## સ્તવન ૩૮ મું.

( સુંદીર સામળીઆ. રાગ )

જીનવર નામ લીયા, રાગ દ્વેશ દુઃખદાઇ
જડસે દુર કીયા, વિતરાગપદ પાઇ. જીનવર. ટેક
ધ્યાતા તુમરા ધ્યાન લગાવે
તુમ ધ્યાતા મન ધ્યેયસ નાવે
ભેદાભેદ કહાઇ. જીનવર. ૧
જીમ માલતી મધુકર મન ભાવે,
શ્રી ગૌરી હરીશંભુ સુહાવે
સીતા રામ મનાઇ જીનવર. ૨
તીમ મેરે મન જીનવર પ્યારા,
દુઃખ હરનારા સુખ કરનારા
મદહર શ્રી જીનરાઇ. જીનવર. ૩
જન્મ જરા મૃત્યુસે ખાલી,
મુકિત સુખ ચાહુ અઘટાળી
ધ્યાવું પાપ નસાઇ. જીનવર. ૪
ઉધ્યમ મેરા શરણા તેરા,
આત્યમ આનંદ ટાળે ફેરા
વલ્લભ અતી હરસાઇ. જીનવર. ૫

## મંગળીક.

( અસુર સમદહર ગીરીવર કરધર. રાગ. )

પુન્યનો પ્રબળ થયો, જીન ગુણ ગવાય છે
જીનગુણ ગવાય છે, જય જય વર્તાય છે. ટેક.
તપજપ ગુરૂ દેવ ભક્તીથી, કર્મ દૂર થાય છે
શુભ સુમતા સુસંગ, કરવા આ ચીત ચાહાય છે. ૧
દાન શીયળ તપતણો, વિજય ડંકો થાય છે
ભાવે ભક્તિ કરો વળી, જેથી સુખ થાય છે. ૨
ભક્તિવિજે ગુરૂદેશનાથી, હ્રદય ખુશી થાય છે
એહવા જ્ઞાની ગુરૂ મળ્યાથી પાપ પ્રલય થાય છે. ૩
સમુદ્ર પાર ઉતરવાનું પુન્ય મોટું નાવ છે
તાર પ્રભુ તારા અજીત મંડળી ગુણ ગાય છે. ૪
શુદ્ધ મન, ભાવ લાવી, જે જીન ગુણ ગાય છે,
હરખે હેમચંદ કહે શીવ પુરે તે જાય છે. ૫
ઓચ્છવ રંગ વધાવીએ મંગળીક ગીત ગવાય છે
મંગળ મંગળ મંગળીક, ઘેર ઘેર વર્તાય છે. ૬

## મંગળીક.

( એ રાગ ઘનઘટા ભુવન રંગ છાયા )

ધન્ય આજનો દિવસ,
ધન્ય આજે જીનંદ ગુણ ગાયા.
ખુશી થાયા, ધન્ય આજનો દી. ટેક ૧
ગાઇ વાંચી આણંદ દીલ ભરજો,
પ્રભુ ભગતી કરી ભવ તરજો.
તુમ દરશન જોઈ ખુશી થાયા. જીણંદ૦૨.
ધરો ધ્યાન પ્રભુ ચીત લાઇ.
થાય સુખ તુજ દુઃખ દુર જાઇ.
પછે અનુભવ જોતજ ગાયા. જીણંદ૦૩
પ્રભુ વીરમગામ જીન પ્યારા,
પ્રભુ દરીશન છે સુખકારા.
છો અજીત મંડલી આધારા, જીણંદ૦૪
એજીન ભક્તી ચીતલાઇ,
એ અજીત મંડળી બનાઇ.
શાખે મચંદભાઇ કુળતારા. જીણંદ૦૫
હોજો ચડતી સદા નીત્ય સંઘની,
પ્રભુ આશા પુરો હેમચંદની.
પ્રભુ ચર્ણોમાં શીશ નમાયા, જીણંદ૦૬

ગરબો ૪૧

વીરજીનેશ્વર વદન વીધુ, ભવી કુમુદ નીહાળી
અધીક આણંદિત થાય, સદા સમકીત અજુવાળી
મણી માણીક હીરલે જડયો રે લોલ
સોવન મુગટ માથે ચડયો રે લોલ
કાને કુંડલ બાંહી બહીરખારે લોલ
નંગ જડયા માંહી નવલખારે લોલ
મનોહર મુગતાફળના હાર
કે હઇડે હસી રહ્યા રે લોલ
જે ભવજલથી તારણહારના,
દીલડે વશી રહ્યા રે લોલ.

સાખી.

ચૌદ રાજમાં ચાંદની પ્રસરી રહી જીનરાજ
શીતલ સુખ કર સર્વને, કર્તા વંછીત કાજ
રાગદ્વેશ વેરી નત્ર નડેરે લોલ,
વેગળી ઉભી કુમતી રહે રે લોલ.
ભવી નહી ભુલા પડેરે લોલ

સાખી.

જગજીવન જગનાથ તું જગત ગુરૂ જગતાત.

ત્રીવીધતાપ ટાળક તમે, શીવ સુખ કર સાક્ષાત.
સંપીતલક્ષમી નીત્ય સચવાય કે,
  નહી કોઈ લુટશેરે લોલ.
પ્રભુ મુખ ચંદ્ર પ્રકાશ પસાય કે,
  નહી કોઇ કુટશેરે લોલ.
શીવ સુત કેશવને મહાવીર મંડળી
  પ્રભુ પદ પંકજતે પ્રણુ મેલ વીતળી વીરજી.

---

અથ કલશ

( રાગ ધનાશ્રી )

ગાયો, ગાયો, રેવીજીયાંનો નંદન ગાયો.
કાંઇ મુજ મન હરખ ન માયો રે. વીજી.
મેંતો પુરવ પુન્યે પાયો રે...........વીજી. ટેક ૧
ત્રીભુવન નાયક શીવ સુખ દાયક
અબ તુંમ દરસન પાયો
તીન લોકમાં તુમ ગુણ ગાયો
દીપક જોત કહાયો રે.................વીજી, ૨
ચઉસઠ ઇંદ્ર મળી સઉ સંગે
નર કારી સમુદાયો

પંચ કલ્યાણીક ઓછવ કરતા
આનંદ અધીક ઉમાયો રે...........વીજી. ૩
જેણે નરભવ શ્રાવક કુળ પામી
જીનવર ગુણ નહી ગાયો
જે જીનવરની સેવા ના કીધી
સો જનનીકાં જાયો રે...............વીજી. ૪
શરણીક કૃસ્ન સતક વીદ્યાધર
પુંડરીક નરપતી રાયો
ઇત્યાદીક જીન મુની પસાયે
તીરથંકર પદ્ગ પાયો રે...............વીજી. ૫
કુળ દીપાવા, કીરતી ગવાયા
હોજો નીત્ય નીત્ય મંગળ ગાવો
ખેમચંદભાઇ કલ્યાણ કાજે
ગોવીંદજી જીન ગુણ ગાયો રે...........વીજી. ૬
ઓગણીસે (૭૪) તેર સાતે
શુકલ પક્ષ કહાયો
પંચમી ભાદ્રવા માસની જાણો
પુરણ ગીત ગવાયો રે...............વીજી. ૭
પાર્શ્વ છંદ્ર સુરી પંન્યપસાર્થ

અજીતનાથ ગુણ ગાયો
લેજો કવીજન ભુલ સુધારી,
મીછામી દુકડ ચીત લાયો રે............વીજી. ૮

વીરમગામ રહી પ્રભુ સનમુખ
અજીત મંડળી ગુણ ગાયો
કહે હેમચંદ એ જીનવર ભજીયે
નરભવ પુન્યે પાયો રે..................વીજી. ૯

---

## શ્રી જ્ઞાનપંચમીનું સ્તવન.

પંચમી તપ તમે કરોરે પ્રાણી, જેથી પામો નિર્મલ જ્ઞાનરે;
પહેલું જ્ઞાન ને પછી ક્રીયા, નહી કોઇ જ્ઞાન સમાનરે. ૧

નદી સુત્રમાં જ્ઞાન લખાણ્યું, જ્ઞાનના પાંચ પ્રકારરે;
મતિ શ્રુત અવધીને મન પર્યવ, કેવલ એક ઉદારરે. ૨

મતિ અઠ્ઠાવીસ શ્રૃત ચઊદહ વીસ, અવધી છે અસંખ્યપ્રકારરે
દોય ભેદે મનઃપર્યવ દાખ્યું કેવલ એક ઉદારરે ૩

ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષતતરા, એકથી એક અપારરે;
કેવલ જ્ઞાન સમુ નહિ કોઇ, લાકા લોક પ્રકાશરે. ૪

પારસનાથ પ્રસાદ કરીને, મ્હારી પુરો ઉમેદરે;
સમય સુંદર કહે હું પણ પામું, જ્ઞાનનો પાંચમો ભેદરે. ૫

## શીતળ જીન સ્તવન.

વારી પ્રભુ દશમા શીતળ નાથ,
સુણો એક વીનંતી રે લોલ;
કે વારી પ્રભુ મ્હારે તુમ શું પ્રીત રે,
અવર શું આખડી રે લોલ. ॥૧॥
કે વારી પ્રભુ ભદ્દિલપુર અવતાર કે,
દ્રઢ રથ રાજીઓ રે લોલ.
કે વારી પ્રભુ નંદા માત મલ્હાર કે,
કુતમાં ગાજીયો રે લોલ. ॥૨॥
કે વારી પ્રભુ શ્રી વચ્છ લાંછન પાય કે,
પ્રભુજીને દીપતું રે લોલ
કે વારી પ્રભુ ચંદ કહે કર જોડ કે,
અવિહડ રંગશું રે લોલ. ॥૩॥
દિવારે દીવો મંગળિક દિવો,
આરતી ઉતારીને બહુ ચીરંજીવો. ॥દી॥
સોહામણું ઘેર પર્વ દીવાળી,
અમર ખેલે અમરા બાળી. ॥દી॥

દીવાળુ ભણે કુળ અજુઆળી,
ભાવે ભગતે વિઘ્ન નિવારી ॥દી॥
દીપાળ ભણે એણે કળી કાળે,
આરતી ઉતારી રાજા કુમારપાળે. ॥દી॥
અમ ઘેર મંગળીક તમ ઘેર મંગળીક,
મંગલીક ચતુર્વિધ સંઘને હોજો. ॥દી॥

---

અપચ્છરા કરતી આરતી જીન આગે,
હાંરે જીન આગેરે જીન આગે;
હાંરે એતો અવિચલ સુખડાં માગે,
હાંરે ના ભટ નંદન પાસ. અ૦ ૧

તા થેઇ નાટક નાચતી પાઠ ઠમકે,
હાંરે દોય ચરણે ઝાંઝર ઝમકે;
હાંરે સોવન ઘુઘરડી ઘમકે,
લેતી ફુદડી બાળ. અ૦ ૨

તાલ મૃદંગને વાંસળી ડફ વેણા.
હાંરે રૂડા ગાવંતી સ્વર ઝીણા;
હાંરે મધુર સુરા સુર નયણાં
હાંરે જોતી મુખડું નિહાળ. અ૦ ૩

ધન્ય મરૂ દેવા માતને પ્રભુ જાયા,
હાંરે તોરી કંચનવરણી કાયા;
હાંરે મેંતો પુરણ પુણ્યે પાયા,
હાંરે તેરો દેખ્યો દેદાર. અ૦ ૪
પ્રાણ જીવન પરમેશ્વર પ્રભુ પ્યારો,
હાંરે પ્રભુ સેવક હું તારો;
હાંરે ભવો ભવનાં દુખડાં વારો,
હાંરે તુમે દીન દયાળ. અ૦ ૫
સેવક જાણી આપનો ચિત્ત ધરજો,
હા રે મેરી આપદા સઘળી હરજો;
હાંરે મુનિ માણેક સુખીઓ કરજો,
હાં રે જાણી પોતાનો બાળ. અ૦ ૬

---

## આરતી.

ચારો મંગળ ચાર, આજ મ્હારે ચારો મંગળ ચાર;
દેખ્યો દરસ સરસ જીનકો શોભા સુંદર,
સાર આજ મ્હારે. ૧
છિનું છિનું છિનું મન મોહન ચરચો,
ઘસી કેસર ઘનસાર આજ મ્હારે. ૨

વિવિધ જાતીકે પુષ્પ મંગાવો મોગર,
લાલ ગુલાબ આજ મ્હારે. ૩
ધુપ ઉખેવો ને કરો આરતી મુખ બોલે,
જયકાર આજ મહુરો. ૪
હર્ષ ધરી આદિશ્વર પુજો ચોમુખ,
પ્રતિમા ચાર આજ મહારે. ૫
હૈયે ધરી ભાવ ભાવના ભાવો જિમ,
પામો ભવ પાર આજ મહારે. ૬
સકળચંદ સેવક જીન જીકો આનંદ ઘન.
ઉપગાર આજ મહારે. ૭



શ્રી આરતી.

જય જય આરતી શાંનિ તુમારી,
તોરા ચરણ કમળ કીમે જાઉં બલીહારી. ૧
વીશ્વસેન અચીરાજી કો નંદા,
શાંતીનાથ મુખ પુનમ ચંદા. જય૦૨

ચાલીશ ધનુષ્ય સેવન મય કાકા,
મૃગ લંછન પ્રભુ ચરણ મ્હાયા. જય૦૩
ચક્રવર્તી પ્રભુ પાંચમા સોહે,
સોળમા જિનવરજી સહુ મોહે. જય૦૪
મંગળ આરતી તોરી કીજે,
જન્મ જન્મનો લાહો લીજે. જય૦૫
કરજોડી સેવક ગુણ ગાવે,
સો નરનારી અમર પદ પાવે. જય૦૬

---

## આરતી.

જય જય આરતી આદિ જીણંદા.
ના ભાર રહ્યા મારૂ દેવીકુનંદા, જય જય.
પેલી આંરતી પુજા કીજે,
નરભવ પામીને લાવો લીજે. જય જય.
દુસરી આરતી દિન દયાસા,
ધુલેવા મંડપ પ્રભુ જગ અજુવાળા, જય જય.

તીસરી આરતિ ત્રીભુવન દેવા,
સુરનર ઇંદ્ર કરે તેરી સેવા. જય જય.
ચોથી આરતી ચૌગતી ચુરે,
મન વાંછીત ફળ શીવ સુખ પરે. જય જય.
પંચમી આરતી પુન્ય ઉપાયા,
મુળચંદે રીષભ ગુણ ગાયા. જય જય.

સંપૂર્ણ.

